## ૫૫૬૧

## હસો !! હસો !! ખૂબ હસીને વાંચો.

### એક રમુજી વાર્તા.

# સતિચરિત્ર.

હિરણ્યનગરમાં એક દેવદત્ત નામનો બ્રાહ્મણ રહેતો હતો. તે પૈસે-ટકે સુખી હતો. તેને એક છોકરો હતો. જેનું નાગ દેવશર્મા હતું; તે દેવશર્મા સુબોધનગરના ત્રિપાઠી કાશીરામ ભટ્ટની દીકરી કમળાલક્ષ્મી સાથે પરણ્યો હતો. તે કમળાલક્ષ્મી પતિસેવામાં ઘણી તત્પર રહેતી. પતિનું વચન કોઇ વેળા ઉલ્લંઘન કરે નહીં, તે પતિને પરમેશ્વર તુલ્યગણી હરનિશ સેવાકરતી. એ અરસામાં કમળાલક્ષ્મીનાં સાસુ સસરો સ્વર્ગમાં પધાર્યા એટલે ઘરનો સઘળો કારભાર કમળાલક્ષ્મીને માથે પડયો. કમળાલક્ષ્મી પોતાના કુળધર્મ પ્રમાણે વર્તી, સ્ત્રી પુરૂષ આનંદમાં દિન ગુજારવા લાગ્યા; દેવશર્મા ઘણો અધિરો માણસ હતો. તે અંતઃકરણમાં વિચાર કરતો કે, મારી સ્ત્રી ઘણીજ રૂપવાનછે. તેથી એને છૂટી મૂકીશ તો ખરાબ રસ્તે ગયા વગર રહેશે નહીં; માટે હવે ઉદ્યોગ ત્યાગ કરી એનું રક્ષણ કરવું. કારણ પૈસા પેદાકરવાની કાંઇ જરૂર નથી, પિતાશ્રી દ્રવ્ય પેદા કરી મુકી ગયા છે, તેથી નિર્વાહ કરીશું. એવો વિચાર કરી દેવશર્મા પોતાની સ્ત્રીને ક્ષણભર પણ વીલી મૂકે નહીં; ને બેઠે બેઠે પોતાના પિતાએ પેદા કરેલી મિલકતમાંથી ખાધા કર્યું;

એટલે દ્રવ્ય ખૂટયું; આશરે બે વરસની ખરચી ઘરમાં રહી, ત્યારે દેવશર્માને કમળાલક્ષ્મી કહે છે, હે સ્વામીનાથ ! આમ બેશી રહે આપણો નિર્વાહ શી રીતે ચાલશે, તે અંતઃકરણમાં વિચારી કાંઇ ઉદ્યોગ કરો તો સારૂં, પછી આપની મરજી. એ સાંભળી દેવશર્મા કાંઈ વાત લક્ષમાં લેતો નથી. ને વિચારવા લાગ્યો કે, " સ્ત્રીને એકલી મૂકી ઉદ્યમ શી રીતે થાય, જો મૂકીને જાઉં તો નિશ્ચય કોઇ ઠગારો મારી સ્ત્રીને લઈ નાશી જાય, તેથી જેમ થનારૂં હશે તેમ થશે પણ મારે તેને એકલી મૂકી કોઇપણ ઉદ્યોગે લાગવું નથી. " આવા વિચારમાંને વિચારમાં બે માસની ખરચી ઘરમાં ખાવા રહી.

કમળાલક્ષ્મી— હે સ્વામીનાથ ! આપને કોઇ વાતે શીખામણ દેવાને હું યોગ્ય નથી, તોપણ આપના ચરણની દાસી વિનતિ કરી અરજ ગુજારૂં છું કે, હવે આપણે ખાવા સારૂ બે માસની ખરચી ઘરમાં રહી છે, તેથી આપ કોઇ નગરમાં જઇ યાચના કરી આવો કે વળી આપણો નિર્વાહ ચાલે.

દેવશર્મા—હે પ્રિયપત્ની ! તને એકલી મૂકીને જતાં મારા મનમાં અનેક તરેહના તુરંગો ઉત્પન્ન થાય છે, તેથી તને મૂકીને જવું મને યોગ્ય લાગતું નથી.

કમળાલક્ષ્મી—હે સદ્ગુણી સ્વામી ! આપનો કેહેવાનો ભાવાર્થ હું સમજી છું. તે વાતનો આપના મનમાં કાંઇ અંદેશો રાખશો નહીં; હું જાતે સતી છું, તે મારા સત્યપણાના પારખા સારૂ આપને એધાણી આપું છું, તે આપની પાસે રાખી નિશ્ચિતપણે પરદેશ યાચના કરવા જાઓ.

દેવશર્મા—હે પ્રિયા ! તારા સત્યપણાની પરીક્ષા સારૂ શી એંધાણી આપીશ કે મારી ખાત્રી થાય ?

કમળાલક્ષ્મી—હે સ્વામીનાથ ! હું મારા સત્યપણાની પરીક્ષા સારૂ આ એક દૂધનો પ્યાલો આપુંછું. તે જ્યારે દૂધ ઝમી જાય ત્યારે જાણવું કે મારી સ્ત્રી મરી ગઇને બીજું એક કમળનું ફુલ આપુંછું તે ફુલ જ્યારે કરમાઈ જાય ત્યારે જાણવું કે મારી સ્ત્રીએ વ્યભિચાર કર્મ કર્યું. આ મારા સત્યપણાની પરીક્ષા સારૂ એંધાણીયો તમને આપુંછું. તે હર હમેશ આપની પાસે રાખી ગમે ત્યાં યાચના કરવા જાઓ; ને દ્રવ્ય મેળવી વેળાસર ઘેર પધારવા વિલંબ કરશો નહીં. એમ કહી સતી કમળાલક્ષ્મીએ પોતાના સ્વામીને તીલક કરી પ્રદક્ષિણા ફરી પગે લાગી વિદાયગીરી આપી; એટલે દેવશર્મા દૂધનો પ્યાલો તથા કમળનું ફુલ હાથમાં લઇ રોજગાર અર્થે દુરદેશ ચાલ્યો. મનમાં વિચાર કરે છે કે " હે ઇશ્વર હું હવે કીયા નગરમાં જાઉં કે મને દ્રવ્ય મળે; " આમ વિચાર કરતાં કરતાં દેવશર્મા એક કપટપુરી નામના નગરમાં આવ્યો.

દેવશર્મા—( મનમાં વિચાર કરે છે ) હે ઈશ્વર તમ કૃપાથી આ કાંઈ મોટું નગર તો આવ્યું, તેમાં મોટાં મોટાં મંદીર ધનાઢ્યલોકોનાં છે, ને નગર પણ રળીઆમણું દેખાય છે; માટે મારા ગરીબ ઉપર સહાય થઇ આ નગ્રમાંથી કાંઈ દ્રવ્ય મળે એવી યોજના કરજે. આમ વિચારી ગામમાં ટેલ નાખવાનો આરંભ કર્યો. મોટા બજારમાં હાથમાં દૂધનો પ્યાલો તથા કમળનું ફુલ લઈ હરિભજન ગાતો આમથી તેમ ફરવા લાગ્યો.

## પદ—ધનાશ્રી.

સાહ્ય થજે શ્રીરામ, ગરીબને, સાહ્ય થજે શ્રીરામ. ટેક.

દેવશર્મા દુઃખદારિદ્ર ભરેલો, આપ ઇશ્વર વિશ્રામ. ગરીબને૦ ૧
દ્રવ્ય સારૂં દુઃખી દાસ તારો, દયા કરી દ્યો દામ. ગરીબને૦ ૨
રામ રટણ કરૂં હૃદે તારૂં, સારે અરથ જાઉં ધામ. ગરીબને૦ ૩
દીનના પાલક દયાનિધિ છો, કરો કરૂણાથી કામ. ગરીબને૦ ૪
રામ રટણ જાણ્યું મણિ જગમાં, ફોકટ ફરૂં ધામ ધામ. ગરીબને૦ ૫

એવી રીતે ભજન ગાતો ગાતો દેવશર્મા કપટપુરી શેહેરના બજારમાં ટેલ નાખતો ફરે છે. જે સમયે વિપ્રને ટેલ નાખવા ફરવાની તે સમાને વિશે તે નગરનો રાજા ક્રુરસેન પણ પોતાની બગીમાં ફરવા નીકળતો તે ક્રુરસેન નિત્ય પેલા બ્રાહ્મણના હાથમાં કમળનું ફૂલ તથા દૂધનો પ્યાલો જોઇ વિચાર કરવા લાગ્યો. અહો ! આ વિપ્ર પાસે બીન રૂતુએ કમળનું ફૂલ કરમાયા વગરનું દેખું છું તેનું કારણ શું હશે ? એમ વિચારી પોતાના સિપાઇને હુકમ કર્યો કે, આ વિપ્રને કાંઇ હરકત ન કરતાં મારા એકાંત અવાસમાં તેડીલાવ. આમ કહી રાજા પોતાના રાજ્ય મેહેલમાં આવ્યા.

૧ સિપાઇ—ક્યું, હાંલ્લીફોડ મિયાં ! રાજાને ક્યા હુકમ કીયાહે, સોહી યાદ હે કે ભૂલગયે ?

૨ સિપાઇ—ચપણીચાટ —અએ, ક્યા કહેતાહે, હાંલ્લીતોડમિયાં તેરેસે બડે ચાલાક હે, વો કભુ ભૂલે વેસા નહીં હે. જો કબી ભૂલે વેસા હોવે તો માહારાજા ઉનકુ આપકી હુજુરમે રખે ?

૩ સિપાઇ નામે તુમડીતોડ—ક્યું હાંલ્લીતોડમિયાં તુમ વો માહારાજકું લેકે રાજાકે પાસ જાઓગે, કે ચપણીચાટ જાઇંગે ?

હાંલ્લીતોડ—નહીંજી નહીં. હમ વો બમનકુ લેકે રાજાજીકે પાસ જાઇંગે. ક્યું માહારાજાને વો બમનકું બોલવાયાહે ? ઉસમે કુછભી છુપા ભેદહે. ઇસખાતર હમ જાઇંગે. દુસરેકા કામ નહીં.

તુમડીતોડ મિયાં—કયું કયું કયા છૂપા ભેદહે સો હમકુ તો સુનાવ,

હાંલ્લીતોડ મિયાં—કયા સુનાવે મેં ભીજાનતા નહીં હું. મેં બમનકું લે જાઉંગા તબ ઉસકી ખબર પડેગી. સબુરકર મેં તુજે સબ બાત કહુંગા.

તુમડીતોડ મિયાં—જબ અચ્છા. અબ તુમ વો બમનકુ લેકે જાઓ; માહારાજા રાહા દેખતે હોઇંગે.

હાંલ્લીતોડ મિયાં—એ ચલે ભાઇ, અબ બેઠે રેહેનેકા કામ નહીંહે. એમ કહી મિયાં હાથમાં ડંગોરો ઝાલી પેલો બ્રાહ્મણ જયાં ટેલ નાખે છે, ત્યાં આવી કહેવા લાગ્યો; અબે ઓ માહારાજ! ચલો હમારી સાથમેં. તુમતો બડે ઓલીયા જેસે દેખાતેહો, ઇસબાસતે અમારે માહારાજાને હમકુ ભેજેહે કે મિયાં તુમ જાઓ ઔર ઓ બમનકુ અમારી પાસ એકાંતમે બુલા લાવ; ઇસબાસતે હમ તુમકુ બુલાને આયેહે, ઇસલીયે આપકૃપા કરકે હમારી સાથ રાજાજીકે પાસ ચલીયે.

દેવશર્મા—અરે ઈશ્વર મેં કોઈનો ગુંન્હો કર્યો નથી ને માહારાજાનું મને શા કારણથી તેડવું થયું હશે. પણ ચાલ પ્રભુ હવે ગયા વિના છુટકો નથી એમ વિચારી દેવશર્મા પેલા મિયાંની જોડે દરબારમાં આવ્યા. તે સમયે રાજાએ બ્રાહ્મણને આવતો જોઇ સામા આવી આદરસત્કાર કરી એક આસન ઉપર બેસાડ્યા.

ક્રૂરસેન— હે માહારાજ! આપ કયા મુલકના રહીશ છો; ને અહીં શા કારણે આવ્યા છો. ને વળી તમારા હાથમાં આ કમળનું ફુલ છે તે ખીલેલું ને ખીલેલું હું ઘણા દિવસથી દેખું છું. તો એ ફુલ રોજ નવું રતુ વિના તમે કયાંથી લાવો છો? ને હાથમાં પ્યાલો છે તેમાં શું ભર્યું છે? તે કૃપા કરી કહેશો?

દેવશર્મા—હે મહારાજ! હું હિરણ્ય નગરનો રેહેનાર ગરીબ વિપ્ર છું; ને તમારા નગરમાં ભિક્ષા માગવા આવ્યોછું તેથી ટેલ નાખુંછું; તેમ કરતાં કાંઈ દ્રવ્ય મળશે તે લઇ મારે ઘેર જઈશ. વળી આ કમળનું ફૂલ મારી સ્ત્રીએ આપેલું છે. તે એ માટે કે પોતે સતી છે, તેના સત્યપણાની પરીક્ષા બાબે આપેલું છે; તે એવી રીતે કે આ ફૂલ જ્યારે કરમાય ત્યારે જાણવું કે તે સતી સ્ત્રીએ વ્યભિચાર કર્મ કર્યું. ને આ પ્યાલો તેમાં ગાયનું દૂધ આપેલું છે, તે જ્યારે મળી જાય ત્યારે જાણવું કે તેનો કાળ થયો; એ મને ખબર પડવા માટે મારી સ્ત્રીએ એંધાણીઓ આપેલી છે એવું સાંભળી ક્રુરસેન વિચાર કરવા લાગ્યો કે એવી તે સતી કેવી હશે!! એને અહીં મંગાવી માહારા રાજ્યમેહેલમાં રાણી કરી રાખું આવો ઈરાદો કરી ક્રુરસેન પેલું કમળનું ફૂલ ને દૂધનો પ્યાલો બ્રાહ્મણ પાસેથી જોવા માગી કબાટમાં મૂકી દીધો, ને હુકમ કીધો કે આ માહારાજના પગમાં બેડીયો ઘાલી કેદમાં નાખીદો. આવું સાંભળી સિપાઇઓએ દેવશર્માને પકડી કેદમાં નાખી દીધો.

ક્રુરસેન—અરે ઇશ્વર હવે કોણ તદબીર કરૂં કે એ સતી સ્ત્રી આપણા હાથમાં આવે; આમ વિચાર કરી ગામમાં ઢંઢેરો પીટાવ્યો કે ઠગ વિદ્યામાં જે કુશળ હોય તેમણે માહારાજા સમક્ષ હાજર થવું. આ વાત આખા નગરમાં જાણ થતાંજ હજારો ઠગ રાજા પાસે આવી હાજર થયા; તેમને જોઈ ક્રુરસેન કહેછે કે તમો આટલા બધા ઠગો ભેગા થયાછો તેમાં હુંશીઆરમાં હુંશીઆર જે ઠગો હોય તે જૂદા નીકળો. ત્યારે સો ઠગો હુંશીઆર હતા તે નીકળ્યા. ત્યારે ફરી રાજાજીએ કહ્યું કે સોમાંથી પણ જે વધારે હુંશીઆર હોય તે જૂદા પડો. ત્યારે તેમાંથી ચાર ઠગ નીકળ્યા.

૧ ઠગ—હે મહારાજા! આપનું ગમે તેવું અવઘડ કામ હશે તોએ હમે કર્યા વિના રહેનાર નથી.

૨ ઠગ—હે પ્રજાપાલક ! અવધડતો શું પણ જે વસ્તુ સ્વર્ગે મૃત્યુ અથવા પાતાળમાં હશે તે પણ ઠગી લાવવી હશે તો અમે ચૂકનાર નથી.

૩ ઠગ—ઠગવિદ્યા તો અસલથી અમારા ઘરનીજ છે; માટે તે વિદ્યામાં અમે પરિપૂર્ણ કુશળ છીએ.

૪ ઠગ—હે મહારાજ ! અમો ચાર જણ આકાશ ફોડીને પણ જે વસ્તુ મંગાવો તે આણી આપીએ, પણ આપ જર ( પૈસો ) વાપરવા જોઇએ તેવી મદદ આપશો તો કાંઇ કામ અમારા ચાર જણથી કઠણ નથી.

કુરસેન—હે મારા પરમ પ્રિય ઠગો ! તમારે ખર્ચ પાણીની અડચણ રાખવી નહીં; તેને વાસ્તે હું ત્રિજોરીપર હુકમ લખી આપું છું; માટે તમારે જોઈએ તેટલાં નાણાં સુખેથી લેવાં; ને કામ એટલુંજ કરવાનું કે, હિરણ્યનગરમાં દેવશર્મા બ્રાહ્મણની સ્ત્રી છે તેને મારા દરબારમાં લાવી આપવી.

ચાર ઠગો—અહો હો હો હો !!! એમાં તે શું મોટું કામ હતું. અમો આ કામ થોડા દિવસમાં કરી આપીશું, તેની તમારે કાંઇ ચિંતા રાખવી નહીં.

કુરસેન—લ્યો આ ત્રિજોરીનો હુકમ, તેમાંથી તમારે જોઇએ તેટલા પૈસા લઇ સત્વર તે સ્ત્રીને લઈ આવો. એમ કહી હુકમ લખી આપ્યો તે લઇ ઠગો ચાલ્યા. પુષ્કળ દ્રવ્ય સાથે લઈ હિરણ્યનગરમાં જ્યાં દેવશર્માનું ઘર હતું, તેના સામું ઘર ભાડે લઇ એલા ચાર ઠગો રહ્યા. છ મહીના થઇ ગયા પણ પેલી સતીનું મુખ સરખું જોવા પામ્યા નહીં, ત્યારે અંતઃકરણમાં ચારે ઠગો વિચાર કરવા લાગ્યા કે, હવે આપણે કયો ઉપાય કરીશું ?

૧ ઠગ— હે મિત્રો ! આપણે આટલા દિવસથી અહીં રહીએ છીએ પરંતુ તેનું મ્હોં સુદ્ધાં પણ દેખવા પામતા નથી, તો આપણે કોણ ઉપાયથી એ સ્ત્રીને વશ કરવી એ વિશે ચારે પોતાના અંતઃકરણમાં વિચાર કરવા લાગ્યા મારા તો મનમાં મોટો વિચાર ઘોળાયાં કરે છે.

૨ ઠગ—બેસ, બેસ, એમ ઉતાવળ કરે આંબા પાકતા નથી. ધીમે ધીમે લાગે પડતું કામ થશે. નથી બાપનો લાડવો કે ખાઇ જઇએ. પરરાજ્યમાં તોફાનનું કામ નહીં. કળે કળે કામ કરીશું.

૩ ઠગ—કળાતે કયાં સુધી, કળથી ન થાયતો બળથી પણ કરવું પડે.

૪ ઠગ—અલ્યારાંડનાઓ ! સાંભળો, મારા મનમાં એક ખરેખરો વિચાર આવ્યોછે, તે એ, કે, આપણે ત્યાં કામ કરવા પેલી કાશી ધાંયજી આવેછે, તેનાથી કામ થાય ખરૂં પણ લાલચ આપવી પડે.

ચારે ઠગો—વાહ રે વાહ ભાઇ !!! ભાઇ તમને ભલો વિચાર સુઝયો, એ ધાંઇજીથી નિશ્ચય કામ થશે; કારણ એ જાત ઓઠાંકોઠાં કરનાર ઘણી રેહેછે, માટે તેને ફોસલાવી લાલચ આપિયે આમ વિચાર કરેછે. એટલામાં કાશી ધાંયજી આવી.

ચારે ઠગો—આવો કાશીબાઇ! આજ મોટી તમને તસ્દી આપવાનીછે.

કાશી—અરે માહારા મેહેરબાન, તમારૂં કામ કરવું તેમાં તસ્દી શાની ? ગમે તેનું કામ હશે તોપણ હું એક ફટકા માત્રમાં કરી આપીશ.

ચારે ઠગો—શાબાશ શાબાશ કાશીબાઈ ! તમે બડાં ચતુર છો. તમને જોઇ અમો ઘણાજ પ્રસન્ન થઈએ છીએ, તેથી આ એક હજાર રૂપિયા તમને બક્ષીસ આપીયે છીએ, તે અંગીકાર કરો.

કાશી—તમારૂં કામ હોય તે મને કહો કે હું હમણા કરી આવું.

ચારે ઠગો—કાશીબાઇ, આ ઠેકાણે કોઇ પાડોશી નથી તેથી અમને

ગમતું પણ નથી. આ સામા ઘરમાં કોણ રહેછે તેની પણ અમને માલમ નથી; માટે કહેવાનું કે, તે ઘરમાં કોઇ રહેતું હોય, તે અમારી સાથે સેહેજ વાતચીત કરેતો તેને અમે દશ હજાર રૂપીયા આપીયે. માત્ર અમારી ખબરઅંતર પૂછે બીજું અમારે કાંઇ કામ નથી.

કાશી—અહો ! એમાં તે શું મોટું કામ હતું. હું જઈ હમણાં કમળાલક્ષ્મીને કહીશ, તે ખબરઅંતર પૂછતી રહેશે. તે બાઇ મોહાસતી છે અને પવિત્ર છે. તેનો સ્વામી પરદેશમાં રળવા ગયો છે તેથી તે બાઇ બારણાં બંધ કરી ઘરમાં ને ઘરમાં રહેછે. કોઇ દહાડો બાહાર નીસરતી નથી, પણ હું કહીશ એટલે તમને બોલાવશે. ચાલ હમણાંજ જઇને એને કહું. લાવો એને આપવાના રૂપીયા. એવું સાંભળી ચારે જણે દશ હજાર રૂપીયા આપી કાશીને મોકલી તે લઇને દેવશર્માના ઘર આગળ તે ઘાંયજી આવી હાંકો મારવા લાગી હે કમળાલક્ષ્મી ! હે કમળાલક્ષ્મી !

કમળાલક્ષ્મી—એ કોણ હાંક મારે છે ?

કાશી—એ તો હું કાશી, જરા ઉઘાડો ને ? એવું સાંભળી દ્વાર ઉઘાડયું.

કમળાલક્ષ્મી—કેમ કાકીજી, આ તમારી પુત્રીને શી આજ્ઞા છે ? આપે જે મારા ઉપર કૃપા કરી પધારવા તસ્દી લીધી તેનું જે કારણ હોય તે સત્વર નિવેદન કરો.

કાશી—હે કમળાલક્ષ્મી ! હું સેહેજ વાતનો ખુલાસો કરવા આવી હતી, તે જો તમે માન્ય કરી મારી વાતને ટેકો આપો તો કહું. નહીંતો મારે કાંઇ કહેવાની જરૂર નથી.

કમળાલક્ષ્મી—કાકીજી ! આપને જે કાંઇ કહેવાનું હોય તે સુખેથી કહો, મારાથી ટેકો અપાય એમ હશે તો, હું આપને કોઇ વાતે નિરશા કરીશ નહીં.

કાશી—હે બાઇ ! મારી વાત કાંઇ એટલી વજનદાર નથી, પણ સહેજ સરખી છે તે એ કે આપણા ઘરના સામા કોઇ પરદેશી ચાર ગૃહસ્થ આવી રહેલા છે, તેમની તમો તમારા ઘરમાં રહે રહે ખબર-અંતર પૂછશો તો તે ગૃહસ્થો તમને દશહજાર રૂપિઆ આપશે. માટે આપની શી મરજી છે ?

કમળાલક્ષ્મી—કાકીજી ! જો તે ગૃહસ્થો દશ હજાર રૂપીઆ આપશે તો હું દરરોજ ખબરઅંતર પૂછતી રહીશ. માટે જાઓ તેમને કહી રૂપિઆ લઇ આવો.

કાશી—બાઇ રૂપિઆ પણ હું મારી સાથેજ લેતી આવીછું, તે લો અને ખબરઅંતર પૂછજો.

કમળાલક્ષ્મી—બહુ સારૂ કાકીજી; આમ કહી કાશીને વિદાય કરી, પોતે પોતાનું કમાડ અડકાવી અંદર ગઇ. ને સાંજ પડી એટલે પોતાની બારીએ આવી પેલા ગૃહસ્થોને હાંક મારી કહ્યું કે “ ભાઇ તમે જમ્યા. કૃપા કરી કામકાજ કહેતા રહેજો.” આટલા શબ્દો બોલી બારી બંધ કરી અંદર પેઠી. એમ દરરોજ ખબર પૂછે છે. એમ કરતાં છ મહીના વીતી ગયા. પણ પેલાં ઠગોનો કોઇ વાતે પત્તો ખાતો નથી. ત્યારે તેઓ ચારે જણ વિચાર કરી એક દિવસ કમળાલક્ષ્મીને કહેવા લાગ્યા કે હે બહેન ! અમોએ બાધા રાખી છે તે એવી કે એક ગોરાણી જમાડવી; માટે આપ કૃપા કરી અમારે ઘેર પધારી રાંધી જમશો, તો, દક્ષિણામાં રૂપિઆ એક હજાર તમને આપીશું.

કમળાલક્ષ્મી—બહુ સારૂ ભાઇ, આપની મરજી મને જમાડવાની છે; તો હું ખુશીથી આપને ત્યાં રાંધી જમવા તૈયાર છું. સીધું સામાન તૈયાર કરી મૂકજો એટલે હું આવી રાંધી જમીશ.

ચાર ઠગો—કમળાલક્ષ્મી બેહેન ! કાલે રવિવાર છે, તો સવારના પોહોરમાં રાંધી જમવા પધારજો.

કમળાલક્ષ્મી—બહુ સારૂ ભાઇ, આપના કહ્યા મુજબ કાલે સવારે હું આવીશ. એમ કહી બારી બંધ કરી પોતાના ઘરની અંદર ગઇ. બીજે દિવસે એટલે રવિવારે આઠ વાગતાના સુમારે કમળાલક્ષ્મી પેલા ચાર ઠગો-ને ઘેર રાંધી જમવા ગયાં, તો ત્રીજા માળ ઉપર સર્વ સાહિત્ય તૈયાર કરી છે. ત્યાં જઇ કમળાલક્ષ્મી રાંધવા મંડયાં. એટલે, પેલા ચાર ઠગો પૈકી એક ઠગ ત્રીજે માળ કમળાલક્ષ્મી પાસે આવ્યો. ત્યારે કમળાલક્ષ્મી પેલા દુષ્ટની વૃત્તિ જાણી હસતે મુખે બોલ્યાં, " હે શેઠ ! તમારા ઉપર મારી બહુ દાહાડાથી વૃત્તિ ચોટેલી છે; માટે તમને કહેવાનું કે, મારે તથા તમારે જે વાત અહીં થાય તે પેલા ત્રણ પ્રત્યે કેહેતા નહીં; કારણ તમારા એકલાજ ઉપર મારો સંપૂર્ણ જીવ ચોટેલો છે. તો કૃપા કરી મંગળવારના દિવસે સાંજના પાંચ વાગતાના સુમારે મારે ઘેર પધારવા તસ્દી લેશો." આવાં વચન સાંભળી પેલો લુચ્ચો ઠગ કેહે છે. " હે પ્રિયા ! તારા મુકામની અંદર થેલી રૂપીઆ પાંચ હજારની મૂકી આવું છું; માટે મંગળવારના દિવસે સર્વ સાહિત્ય તૈયાર કરી રાખજે. સમય થયે હું આવી હાજર થઈશ." કમળાલક્ષ્મી કહે છે, " બહુ સારૂ સાહેબ, હવે આપ નીચે પધારો, કારણ પેલા ત્રણેના મનમાં શક આવે નહીં." આવું સાંભળી પેલો ઠગ નીચે ગયો. થોડીવાર થઇ એટલે બીજો ઠગ જ્યાં કમળાલક્ષ્મી રસોઇ કરે છે ત્યાં દુષ્ટ વિચારથી આવ્યો. તેને જોઇ હાવભાવથી કમળાલક્ષ્મી કહેવા લાગી, મારા મેહેરબાન ! આપના ઉપર ઘણા દિવસથી મારો જીવ ચોટી રહ્યો છે. પણ પેલા ત્રણ તમારી સાથેના સાથે એટલે મારાથી તમને શી રીતે બોલાવાય, માટે સારૂ થયું કે આજ તમો એકલા મારી પાસે આવ્યા; મા-

ટે કહેવાનું કે મંગળવારના દિવસે સાંજના સાત વાગતાં એકલા મારે ઘેર પધારજો એટલે મારી હોંસ પૂર્ણ થશે.

૨ ઠગ—પ્રિયે ! ખરચ પાણી સારૂ રૂપીઆ પાંચ હજારની થેલી તારે ત્યાં મોકલુંછું, તેમાંથી મારે સારૂ મોજ શોખનો સામાન તૈયાર કરાવજે. હું સમય થયે તારા મુકામ ઉપર આવીશ. હાલતો હું નીચે જાઉછું, કારણ મારા આવવાથી પેલા ત્રણના મનમાં અંદેશો આવે.

કમળાલક્ષ્મી—બહુ સારૂ આપ પધારજો. ભૂલી જતા નહીં. જો ભૂલ્યા તોપછી કોઇ દિવસ બોલાવનાર નથી.

૨ ઠગ—"બહુ સારૂ પ્રિયા હું નહીં ભૂલુ" એમ કહી નીચે ગયો કે થોડીવારે ત્રીજો ઠગ ત્રીજે માળ આવ્યો. તેના મનની વૃત્તિ જાણી હાવ ભાવથી કમળાલક્ષ્મી કેહેવા લાગી કે "આવો મારા છેલછટાકિયા ! તમારા ઉપર મારો પૂર્ણ પ્રેમ છતાં તમોને કેઇ રીતે બોલાવવા, એ મારા મનમાં વિચાર થયા કરતો હતો; પણ પ્રભુ કૃપાથી આપ આવ્યા તે બહુ સારૂ કર્યું. હવે આપ કૃપા કરી મંગળવારના દીવસે રાતના આઠ વાગતા ને સુમારે મારે ઘેર આવવાનું વચન આપોતો મારા જીવને સંતોષ વળે; વળી તમારા પેલા ત્રણને આપણી થએલી વાતની ખબર પડવા દેતા નહીં.

૩ ઠગ—શિવ શિવ કર પ્યારી, આ વાત તે કોઈને કેહેવાય ? એતો તારૂં ને મારૂં બેનું મનજ જાણે ! પણ કેહેને પ્યારી તારે ખરચની શી તેવડ છે? પ્રથમ તેનો બંદોબસ્ત કરી આપું.

કમળાલક્ષ્મી—આપ ક્યાં અજાણ્યા છો, મારો સ્વામિ રળવા ગયોછે તે એક પાઇ સરખી પણ મોકલતો નથી. ને ખરચના સાંસા પડેછે પણ શું કરીએ ?

૩ ઠગ—નહીં નહીં પ્યારી, કાંઇ ચિંતા કરવી નહીં. હાલ હું રૂપિયા

પાંચ હજારની થેલી તારે ત્યાં પોહોચાડું છું; ને પછીથી દરરોજ પાંચ પાંચ રૂપિઆ આપતો જઇશ. એટલે ખર્ચનો વાંધો પડશે? બોલ પ્યારી?

કમળાલક્ષ્મી— શાબાશ, શાબાશ, મારા છેલછટાકિયા ઓઘડ! હવે કાંઇ વાતની અડચણ રહી નહીં. મૂળ મુદ્દો એટલો કે તમે મારી વાત સ્વીકારી, ત્યારથી અડચણ માત્ર દૂર થઇછે. ને આતો વળી વિશેષ! પણ હવે નીચે જતા રહો. નહીં તો વળી પેલા ત્રણ સમજી જશે તો કામ બગડશે!

૩ ઠગ—આ ચાલ્યો તારા કહેવા પ્રમાણે મંગળવારે જરૂર આવીશ એમ કહી નીચે ઉતરી પડચો કે ચોથો ઠગ ત્રીજે માળ આવ્યો.

૪ ઠગ—કેમ કમળાભાભી! શી મરજીઓ છે. રસોઇ સારી બનાવજો.

કમળાલક્ષ્મી—સાહેબ! આપ ખાનારા ક્યાં કમ છો કે રસોઇ ખોટી બને?

૪ ઠગ—પ્રાણપ્રિયે! આપનું બોલવું મને બહુજ પ્યારૂં લાગે છે તમારો ને મારો પ્રભુ સંબંધ મેળવે તો કેવું સારૂં?

કમળાલક્ષ્મી—સાહેબ આપનાથી હું કયાં દૂર છું. ઇશ્વરે સંબંધ મેળવ્યા વિના કાંઇ ભેગું થવાતું નથી?

૪ ઠગ—પૂર્વનો સંબંધ હોય ત્યારે ભેગાં થવાય છે. એ તમો ખરૂં કહોછો મેં જોશીને મારી જન્મોત્રી દેખાડી ત્યારે, જોશી કહેતા હતા કે કોઇ ઉત્તમ રૂપાળી સ્ત્રી સાથે સંબંધ મળે તે બરાબર પડચું. કારણ કે આજ તમો મારા ભાગ્યમાં આવ્યાં.

કમળાલક્ષ્મી—ભાગ્યમાં આવ્યાં કહ્યું એતો ઠીક, પણ પાળવાં પડશે ત્યારે ખબર!

૪ ઠગ—શું બોલ્યાં પ્યારી હાલને હાલ તમારે ઘેર રૂપીયાદશ હજાર મોકલી દઉંછું પછી કેમ ?

કમળાલક્ષ્મી—ત્યારે ખરી વાત. હું આપને વિનતિ કરૂંછું કે, મંગળવારે રાતના દશ વાગતાને સુમારે મારે ઘેર પધારજો ને પ્રાતઃકાળે ઉઠી તમેંતમારે ઘેર આવજો. પણ હાલ નીચે જતા રહો. નહીંતો કામ કથળશે। પેલા ત્રણને સંદેહ પડે નહીં હો ?

૪ ઠગ— કાંઈ ફીકર રાખતી નહીં. હવે તમો જમી તમારે ઘેર જાઓ. એમ કહી ચોથો ઠગ નીચે આવ્યો; એટલે કમળાલક્ષ્મી જમી પેલા ચાર ઠગોની આજ્ઞા લઇ પોતાને ઘેર આવીને ઇશ્વરની સ્તુતિ કરવા લાગી.

## પદ.

વિઠ્ઠલ વનિતાની વ્હારે રે, તમો વહેલા રે આવો,
હુંતો હરિવર લાગુ પાયે રે, તમો વહેલા રે આવો. ટેક.
સત્ય સતિનું જાળવ્યું રે, શ્યામળિયા ભગવાન,
દાસીને દયા કરી તિહાળી, વાહાલા વ્યાપ્યું કેમ અજ્ઞાન. તમો૦ ૧
અહલ્યા તારા દ્રૌપદીને, સાહ્ય થયા જેમ નાથ,
એવી રીતે આ દુષ્ટોથી, આવીને ઝાલો હાથ રે. તમો૦ ૨
જેમ સતિ સત્ય જાળવ્યું રે, દુષ્ટોને દીધો દંડ,
એવી બુદ્ધિ અલબેલા આપો, વ્હાલા સત્ય રહે અખંડ રે. તમો૦ ૩
નિર્માણ તિથિએ આવશે રે, દુષ્ટો મારે રે ઘેર,
મણિના સ્વામી સહાય તવ થાજો, વિચારીને પેર રે. તમો૦ ૪

એ પ્રમાણે સ્તુતિ કરી કમળાલક્ષ્મી વિચાર કરેછે કે, હે ઇશ્વર હવે

કોણ ઉપાય કરીશું. નીમેલે દિવસે પાપીઓ આવી ઉભા રેહેશે, માટે પ્રથમથી કાંઇ તદબીર કરૂં તો સારૂં; એવો વિચાર કરી પોતાના સૂવાના ઓરડામાં એક મોટો ખાડો ખોદ્યો ને તે ઉપર એક પલંગ ગોઠવ્યો, તેના ઉપર એક ચાદર એવી બીછાવી કે ઉપર બેસતાં વારજ મનુષ્ય પેલા ખાડામાં પડે. એવી રીતે ગોઠવણ કરી કમળાલક્ષ્મી નીમેલે દિવસે રાહ જોતી બેઠી. હવે પેલા ચાર ઠગો નીમેલે દિવસે એટલે મંગળવારે મધ્યાન્હ સમયે વિચાર કરવા લાગ્યા કે, કહોભાઇ આપણે અહીંઆં આવે ઘણા દિવસ થયા પણ આપણું કામ કાંઇ સિદ્ધ થયું નહીં. માટે હવે આપણે એક ઉપાય કરવો જોઇએ તે એવો કે, આપણે ચાર જણ આજે સાંજે ફરવા નીકળવું; તેમાં અકકેકો જણ એક એક દિશાના ખુણા ખચકા સુદ્ધાંત તપાસી આવે. કારણ આપણો લાગ પડેતો પેલી સ્ત્રીને અદ્ધર ઉંચકી નાશી જવાય એવો વિચાર કરીને ચારે જણ ખુશી થયા!!! ભલે, આજ આપણે જૂદી જૂદી દિશાઓ તપાસી રાખો; કારણ આ અવશ્યનું કામ છે માટે કસુર કરવી નહીં. એમ કરતાં સાંજ પડી કે ચાર જણ ચાર દિશા ભણી નીકળી પડયા. એટલે પાંચ વાગવાનો સમય થયો કે પેહેલો ઠગ કમળાલક્ષ્મીના ઘર ભણી આવ્યો.

૧ ઠગ—હે પ્રિયે કમળાલક્ષ્મી! હે પ્રિયે કમળા! હું આવ્યો છું દ્વાર ઉઘાડો.

કમળાલક્ષ્મી—બહુ સારૂં ઉઘાડું છું; એમ કહી દ્વાર ઉઘાડી હાવભાવથી કમળાલક્ષ્મી કહેવા લાગી કે, “આવ્યા! પાંચ વાગે કહ્યું એટલે પાંચ વાગે આવ્યા, પણ એમ નહિ કે કલાક વહેલા જઈએ. એ બાપડી ભૂખી રહી હશે? હોય અમારી તમને દયા કયાંથી હોય!”

૧ ઠગ—પ્રિયે! શું તેં હજી ખાધું નથી?

કમળાલક્ષ્મી—તમારા વિના તે મારે ગળે કેમ ઉતરે ? મનમાં વિચાર કરીએ કે નહીં, કે મારા વિના ભૂખે રહેશે. જરા વહેલા આવ્યા હોત તો સારૂ સારૂ ખાવા કરત, રમત ગમત કરત, તે બધું રહ્યું ને તમોતો ટાઇમસર આવ્યા હવે શું કરવું.

૧ ઠગ—ચાલ પ્રિયા કમળા ઉતાવળકર. થોડાં ભજીઆં તળી નાખ કે આપણે બન્નેજણાં ખાઇ લઇએ.

કમળાલક્ષ્મી—બહુ સારૂ આપની મરજી છતાં હું બે ચાર ભજીઆં પેણી મૂકી ઉતારી નાખું છું; માટે આ પેલા પલંગમાં જરા સુખાળો થાઓ; ભજીઆં તૈઆર થાય એટલે તમોને બોલાવું છું.

૧ ઠગ—બહુ સારૂ પ્રિયે, તું ભજીઆં કર, ને હું જરા પલંગમાં આળોટું છું. એવું કહી પલંગમાં જેવું પડતું મૂકે છે કે પેલો લુચ્ચો ખાડમાં પડયો, અને રોવા લાગ્યો.

કમળાલક્ષ્મી—જો મારા પીટયા ખાડામાં ચું કે ચાં કર્યું તો, ઉપરથી મોટો પથર નાખી ચગદીજ નાખીશ. માટે કાંઇ બોલતો નહીં.

૧ ઠગ—ઓ મારી મા ! ! ! ઉપરથી કાંઇ પથ્થરબથ્થર નાંખસો નહીં ! હું કાંઈ બોલનાર નથી. એમ કહી રહ્યો છે કે બીજો ઠગ આવ્યો. )

૨ ઠગ—કમળા ! કમળા ! હે કમળા ! દ્વાર ઉઘાડ.

કમળાલક્ષ્મી—આવ્યા તે જાણ્યા; એમ છણછણાટ કરતી દ્વાર ઉઘાડી, સ્ત્રી ચરિત્ર કરી રડતાં રડતાં કેહેવા લાગી કે " પરાણે પ્રીત કોઇથી થાય નહીં. કારણ સાંજના સાત વાગતાનું કહ્યું એટલે બરાબર સાતે આવ્યા પણ એમ વિચાર ન કર્યો કે, બીચારી ભૂખી હશે ?

૨ ઠગ—કેમ પ્રિયા ! હજી સુધી તેં ખાધું નથી શું ? ચાલ ચાલ કાંઇ જરા ખાઇ લે; હું જરા બેસું છું.

કમળાલક્ષ્મી—અપરાધ ક્ષમા કરજો. આપ જરા પેલા પલંગમાં આડા થવું હોય તો ખુશીથી આડા થાઓ; હું તમારે તથા મારે સારૂ થોડો શીરો ને પુરી તૈયાર કરૂં હવે. કાંઇ ડર નથી, રાત આપણી છે.

૨ ઠગ—ઝટ કરજે. હું પણ જરા આડો થઇ આળોટું છું. તૈયાર થાય એટલે મને બોલાવજે. એમ કહી પલંગમાં બેસવા જાય છે કે, બીજો ઠગ પણ પેલા ખાડામાં પડ્યો અને બૂમો પાડવા મંડ્યો.

કમળાલક્ષ્મી—કેમ મારા રડ્યા બૂમો મારોછો ? જો કાંઇ અંદર ધાંધાટ કર્યો તો, ઉપરથી પથર નાંખી મારી નાખીશ ! ચૂપ રહો.

૨ ઠગ—માબાપ ! હમો કાંઈ બોલનાર નથી. ઉપરથી કાંઈ નાંખશો નહિ. વિના કારણે મરી જઇશું. તમો અમને જીવતદાન આપો !

૧ ઠગ—આવો ભાઈ હરખા, આપણે બેઉ જણ સરખા.

૧-૨ ઠગ—ભાઇ આપણે તો ખરા સપડાયા. હવે છુટવું મુશ્કેલનુ છે. એમ નિરાશ થઇ એક ખુણે લપાઈ બેઠા. એટલે થોડી વાર થઇ કે ત્રીજો ઠગ આવ્યો.

૩ ઠગ—કમળાલક્ષ્મી ! ઓ કમળાલક્ષ્મી ! કમાડ ઉઘાડજો. એવું સાંભળી કમળા લટકો કરી કહેવા લાગી કે " મારા છેલ છટાકિયા મોડા આવ્યા માટે ઉઘાડનારી નથી." ત્યારે, ત્રીજો ઠગ કહે છે કે, "પ્યારી આ મશ્કરી શું કરે છે ? ઝટ કમાડ ઉઘાડ, કારણ રસ્તાનું માથું ને કોઇ દેખે તો તારી ઇજત જાય. " એવું સાંભળી કમળાએ ઘર ઉઘાડયું ને હાવભાવ કરી કહેવા લાગી.

કમળાલક્ષ્મી—સાહેબ ! તમોને નવ વાગ્યાનો વાયદો કર્યો ત્યારે

બરાબર નવે આવ્યા. પા કલાકે વેહેલા આવ્યા હોત તો કાંઇ ખાતપીત. તમોએ ખાધું હશે એટલે બીજાની શી દરકાર ?

૩ ઠગ—કેમ પ્રિયે ! હજુ સુધી કાંઇ ખાધું નથી કે શું ? ચાલ, હું બેઠો છું તું ખાઇ લે શી ઉતાવળ છે ?

કમળાલક્ષ્મી—આપ જરા પેલા પલંગમાં પોહોડો. હું ચાર ભજીઆં જ ઉતારી નાખું, પછી આપણે ખાઇએ.

૩ ઠગ—બહુ સારૂ પ્રિયા, એમ કહી જેવો પલંગમાં બેસવા જાય છે કે, તરત ખાડામાં પડ્યો. બહુ વાગ્યું. ત્રણ જણ ભેગા થયા ! ! !

કમળાલક્ષ્મી—( ઉપરથી મોટે અવાજે ) ચુપ રહો કાંઇ પણ બોલશો નહીં, નહીં તો હમણા મારી નાખુ છું.

૧-૨-૩ ઠગો—માબાપ ! ભૂલ્યા, અમારી કે તમારા ઉપર કુદ્રષ્ટિ કરી; હવે તમારી આજ્ઞા વિના કાંઇ બોલનાર નથી. એવું કહે છે એટલામાં પેલો ચોથો ઠગ આવ્યો. તેની પણ તેજ દશા થઇ.

કમળાલક્ષ્મી—અરે મારા પીટયાઓ તમે કોણ છો? વળી કયા નગના રહેવાસી છો ? અહીંઆં આવવાનું પ્રયોજન શું છે ? એ સર્વ તમારી જે હકીકત હોય તે સાચેસાચી કહી દો નહીંતો ચારે જણને મારી નાખીશ.

૧-૨-૩-૪ ઠગો—અરે મારા બાપ, અમો અસત્ય બોલનાર નથી. અમો ચારે જણ કપટપુરી નામના નગરના રહેનાર ઠગો છીએ. અમારા રાજાએ અમોને, તમને છળ કરી અમારા રાજા પાસે લઇ જવા મોકલેલા છે; કારણ તમારો સ્વામિ નામે દેવશર્મા છે તેને અમારા રાજાએ કેદમાં રાખ્યોછે. એ વારતા સાચેસાચી કહીએ છીએ. એમ કહી કમળાલક્ષ્મીને પગે લાગવા માંડ્યા. એવું સાંભળી કમળાલક્ષ્મી વિચાર કરેછે કે, અહો

ઇશ્વર, હવે કોણ ઉપાય કરીશું ? પ્રાણપતિ કેદમાં પડેલા છે તેમને કયે પ્રકારે છોડાવવા એમ નિરાશ થઇ રૂદન કરવા લાગી.

## લલિતછંદ.

અરરર! ઈશ રે, થા સહાય રે,
થરર! ધ્રુજતી, હાય! કાય રે;
કર કૃપા કૃપા–નાથ હું શિરે,
રહી નહીં શકું, રે જરા ધિરે. ૧
મમ પતિ અતિ, દુઃખી કેદમાં,
ગરક થઇ અરે! આજ ખેદમાં;
શિ કરી યોજના, હું જઉં ત્યહાં!
શિય ગતિ હશે, સ્વામી છે જ્યહાં! ૨
સતિત્વ સાચવી, શી રીતે રહું?
પ્રભુ કૃપા વિના, ધૂજ્ય છે સહુ;
જદપિ જીવમાં, જીવ જ્યાં સુધી,
તદપિ ના તજું, નાથ! હા સુ ધી. ૩
દિન સ્વ દાસીની, વા'ર તું કરી,
કર ધરી હરિ! તારજે ખરી;
પતિની શોધમાં, હા! જઉં હવે,
મરણ થાય તો, થાય આ ભવે! ૪

એમ કલ્પાંત કરતાં વિચાર કરે છે કે, ચાલ પ્રભુ, આમ બેશી રહે સિદ્ધિ નથી! હરકોઇ પ્રકારે પ્રાણપતિને છોડાવવા, એ મારો મુખ્ય સતિનો ધર્મ છે. એમ વિચારી પેલા ઠગોના ઘરમાંથી તમામ દોલત પોતાના ઘરમાં

લાવી. ત્યાર પછી સુતારને બોલાવી એક મોટો ચાર ખાનાનો મજુસ કરાવ્યો તેમાં નાના પ્રકારની જાળીઓ મૂકાવી. એ પ્રકારે કામ થયા બાદ એક મ્હોટા સાણસા વડે દરેક ઠગને પકડી પેલી મજુસના ખાનામાં દાખલ કીધો. એ પ્રકારે ચાર જણને ચાર ખાનામાં પૂર્યા. પછી પોતે તે મજુસને ગાડામાં ચડાવી ને પોતે પણ એક બીજી પડદાવાળી ગાડીમાં બેસી ગુણસુંદરી ગુણિકાનો વેષ ધારણ કરી કપટપુરી નગરમાં આવી. મ્હોટા બજારમાં એક મકાન ભાડે રાખી. ગુણસુંદરી ગુણિકા ( કમળાલક્ષ્મી ) પોતાના સ્વામિને છોડાવવાના કારણથી આવી રહી. હમેશાં નગર ચરચા જોયાં કરે. પણ પોતાના સ્વામિની ભાળ લાગી નહીં. એમ કરતાં કરતાં છમાસ વિતી ગયા. એક સમયે નવરાત્રોના દિવસોમાં અષ્ટમીને દીને, ગુણસુંદરી શીગરામમાં બેશી દેવીના દર્શન અર્થે જતી હતી. તે સમયે ક્રુરસેન રાજાનો હજામ નામે કાળીઓ, નાના પ્રકારના દાગીના, માથા ઉપર મંડીલ શીર પેચ, કીનખાબનો ડગલો પેહેરી અને મોજડી પર ચઢી, તે પણ દેવીના દર્શન અર્થે જતો હતો, તેને જોઇ ગુણસુંદરી ગાડીવાનને પૂછેછે.

ગુણસુંદરી— હુ ભાઈ ગાડીવાન ? પેલો કોઇ નાજુક માણસ જાયછે તે કોણ છે ?

ગાડીવાન—બાઇ સાહેબ ? અમારા નગરના રાજા નામે ક્રુરસેનનો ખાસ માનીતો આ કાળીઓ નામે ધાંવજો છે. તેનો અમારા નગરમાં ઘણો કરબ છે. એ જેને બાધે તેને બાધે ને છોડે તેને છોડે. એટલો રાજાનો એના પર પ્યાર છે.

ગુણસુંદરી--અરે ઓ ગાડીવાન, તું મારૂં આ સમયે એક કામ કરે તો તને રૂપીઆ એક હજાર આપું.

ગાડીવાન—ઓ બા સાહેબ આપનું કામ કરવાને હું કાંઇ અડચણ કરીશ નહીં. જે કામ હોય તે સત્વર કહો.

ગુણસુંદરી—હે ભાઇ ગાડીવાન, કામતો સહેજ છે, પણ તે તને કરવું મોટા ડુંગર જેટલું પડશે. તે એકે, તું સગરાંમ એવું ચલાવકે તારા સધરાંમનુ પૈડું એના પગના પોંચા ઉપરથી ફરી વળે. તેનો જે ગુનો થશે તેની જોખમદાર હું છું; એ બાબે કાંઈ ચિંતા કરીશ નહીં.

ગાડીવાન—બહુ સારૂ બા સાહેબ, તમારા કહ્યા મુજબ સત્વર કરવા તૈયાર છું. એમ કહી બળધને પરોણો મારી પોતાનો સગરાંમ સત્વર દોડાવ્યો તે એવી રીતે કે, પેલા કાળીઆ હજામના પગ ઉપર થઇ પૈડું ફરી ગયું; તેથી ધાંયજાને અતિ ક્રોધ ચઢયો અને ગાળો દેવા મંડ્યો.

કાળીઓ—"અરે રાંડ લુચ્ચી, એવું કેવું સગરાંમ ચલાવડાવે છે કે મારો પગ ભાગી નાંખ્યો. હજુ મને ઓળખતી નહીં હોય." એમ બરબડવા લાગ્યો એટલે ગુણસુંદરી સગરામથી નીચે ઉતરી કાળીઆ હજામનો હાથ પકડી પચીસ જુતી લગાવી દીધી. એટલે પેલો કાળીઓ હજામ પોકાર કરતો કોટવાળ પાસે ફરીઆદ આવ્યો. કમળાલક્ષ્મી પણ દર્શન કરી ઘેર આવ્યાં. તે વાત અહીંથી રહી.

કાળીઓ—હે કોટવાળ સાહેબ, ફરીઆદ ફરીઆદ.

કોટવાળ—અરે કાલીદાસભાઇ તમારે ફરીઆદ શી? માટે તમારૂં જે કામ હોય તે સત્વર કહો.

કાળીઓ—અરે મારા સાહેબ શું કહું? આપણા નગરમાં એક ગુણસુંદરી નાંમની ગુણીકા આવી રહેલી છે, તેણે એકતો મારો પગ ભાગ્યો, ને ઉપરથી ખાસડાં માર્યાં. માટે એનો તગ્ત બંદોબસ્ત કરી આપો.

કોટવાળ—કાળીદાસભાઇ, કાંઇ ચિંતા કરશો નહીં, હાલને હાલ તે ગુણીકાને હું બોલાવી શિક્ષાએ પોહોંચાડું છું. એમ કહી હુકમ કર્યો કે "અરે સીપાઇઓ ગુણસુંદરી ગુણીકાને પકડી લાઓ." આવાં વચન સાંભળી તાત્યાસાહેબ, આનારાવ, એવા સિપાઇઓ ચાલ્યા

તાત્યા—અહો આણ્ણાસાહેબ, યા રાંડેલા ધરૂન કોટવાળ સાહેબાકડે આણાયચી આહે. યા સાઠી હોશીઆરી ઠેવતજા.

આન્ના—અહો તાત્યાબા કાયતરી હરબડુ નકા, આત્તાં ત્યા રાંડેલા ધરૂન આણુતો. ચલા માઝે બરોબર. એમ કહી બન્ને જણા ચાલ્યા. ને ગુણસુંદરીના મકાન આગળ આવી કહેવા લાગ્યા કે, અરે હો માંડીવર કોણ આહે? હા માળા ગુણસુંદરી ગુણીકેચા ? કામ આહે. એવું સાંભળી ગુણસુંદરી બારીએ આવી.

ગુણસુંદરી—કાહો, સિપાઇ, કાય આહે, કાય બકે બક કરતા ?

આન્ના તથા તાત્યા—બાઇ સાહેબ, અપરાધ ક્ષમા કરા. અહ્માલા કોટવાલ સાહેબાની પાઠવીલે આહેત યા સાઠીં આમચે બરોબર કોટવાળ સાહેબાકડે ચલા.

ગુણસુંદરી—યા, યા, વરતી તરીયા, પાંન બીન ખા. મી તુમચે બરોબર યેતે.

આન્ના તથા તાત્યા—બાઇ સાહેબ કાંઇ હરકત ઠેવું નયે. હળુ હળુ ચલા. તેંથે કાળીઆ હજામાની તુમચેવર ફરીયાદ કેલી આહે, યા કરીતા કોટવાલ સાહેબાની અમાલા પાઠવીલે આહેત.

ગુણસુંદરી—ચલા. મી યેતે એમ કહી સોળે શણગાર સજી આણ્ણા તથા તાત્યાની જોડે ચાલ્યાં. રૂમઝુમ કરતાં કોટવાળની કચેરીમાં આવ્યાં એટલે કોટવાળ ગુણસુંદરીનું રૂપ જોતાંજ દીગમૂઢ બની ગયો. ને એકી નજરે ગુણસુંદરીના સામું જોઈ રહ્યો.

કાળીઓ—હે કોટવાળ સાહેબ આ ગુન્હેગાર આવી; પણ કોટવાળનું લક્ષ તેના બોલવાપર ગયું નહીં, ને ગાદી ઉપરથી ઉઠી ગુણસુંદરીના સામો ગયો; ને સત્કાર કરી અરધી ગાદી ઉપર બેસાડી.

કોટવાળ—કેમ ગુણસુંદરી આપ ક્યાંથી પધાર્યાં ? ને આ નગરને પાવન કરવા ક્યારનાં પધાર્યાં છો ?

ગુણસુંદરી—સાહેબ તમારા નગરમાં આવે છ મહીના થયા, પણ કોઈ અમલદાર કે રાજા સરખાએ અમારો આદરસત્કાર કર્યો નહીં, તો હવે બે ત્રણ દીવસ રહી બીજા કોઇ નગરમાં જઇશું. આવો ઇરાદો છે.

કોટવાળ—નહીં નહીં પ્રાણપ્યારી, એમ તે થાય. તમારે ખર્ચ પાણીને સાંરૂ હાલને હાલ રૂપિયા વીસ હજાર મોકલી આપુ છું; ને દરમાસે રૂપીઆ સોનો પગાર આપે જઇશ.

ગુણસુંદરી—સાબાશ, કોટવાળ સાહેબ આપની મરજી છે તો વળી રેહેવાનો વિચાર કરીશું. માટે કૃપા કરી રવિવારને દીવશે સાંજના છ વાગતાના સુમારે મારે ઘેર પધારશો.

કાળીઓ—ઓ સાહેબ, એ મારી ગુન્હેગાર છે ને આપતો તેની સાથે છાની છાની વાતો કરોછો તો મારો ઈનસાફ શીરીતે થશે?

ગુણસુંદરી—આ બકબક કરેછે તે કોણ છે ?

કોટવાળ—એ અમારા રાજા ક્રૂરસેનનો ખાસ ધાંયજો છે.

ગુણસુંદરી—અરેરે આ કેવો ગજબ ! સાહેબ, અમે તો આપ સરખા સરદારોનાં રમકડાં કહેવાઈએ, તેમાં આ એક નીચ ધાંયજો તેણે અમારી રસ્તાની વચમાં ઇજત લીધી. એ કેવો અન્યાય કહેવાય ?

કોટવાળ—શું શું, પ્યારી, એ હજામે તમારી મશ્કરી કરી ? તો એને હું નશીયત દીધા વગર રહેનાર નથી.

કોટવાળ—અરે સિપાઇઓ કોઈ હાજર છે ?

સિપાઇ—જી સાહેબ.

કોટવાળ—આ કાળીઓ હજામ ઘણો મદોન્મત્ત થઇ ગયો છે; માટે એના માથામાં પચીસ પચીસ ખાસડાં મારો. એવું સાંભળતાં સર્વે

સિપાઈઓ કાળીઆના માથામાં ખાસડાં મારવા લાગ્યા. એટલે કાળીઓ પોકાર કરતો નાઠો, અને ગુણસુંદરી આજ્ઞા લઇ પોતાને ઘેર આવી. કાળીઓ પોકાર કરતો કરતો ન્યાયાધિશની કચેરીમાં આવ્યો.

ન્યાયાધિશ—અહો કાળીયા કાં રડનોસ ?

કાળીઓ—સાહેબ, આપણા નગરમાં એક ગુણસુંદરી કરીને ગુણીકા આવી છે, તેણે મને પ્રથમ માર્યો, તેની ફરીઆદ લઇ કોટવાળ સાહેબ પાસે ગયો. ત્યારે કોટવાળ સાહેબે પણ માર મરાવ્યો. માટે યોગ્ય ઈનસાફ કરી એ ગુણસુંદરીને શિક્ષાએ પોહોચાડશો એવી મારી ફરીઆદ છે.

ન્યાયાધિશ—કાંઈ ફીકર કરૂ નયે, આતાં ત્યા ગુણસુંદરીલા બોલવીતો. એમ કહીં સિપાઇને હુકમ કીધો કે, આત્તાચે આત્તા જાઉન ત્યા ગુણસુંદરીલા ધરૂન યે. એવું સાંભળી સિપાઇ ચાલ્યા તે ગુંણસુદરીના ઘર આગળ આવી હાંકો મારવા લાગ્યા કે, ગુણસુંદરી, હે ગુણસુંદરી ચાલ જલદીકર—બદમાશ ચાલ, ન્યાયાધિશની કોર્ટમાં હાજર થા.

ગુણસુંદરી--કેમ રે સિપાઈની ડુમ, કાંઇ મગજ બગજ ભમી ગયું છે કે શું ?

સિપાઇ--બાઇ સાહેબ, અપરાધ ક્ષમા કરજો. અમે તો ચાહના ચાકર છીએ, અમને ન્યાયાધિશ સાહેબે આપને તેડવા સારૂ મોકલેલા છે. માટે કૃપા કરી કોરટમાં પધારો તો સારૂ. પછી તો આપનો જેવી મરજી.

ગુણસુંદરી--નહીં ભાઇ, હું તમારી સાથે આવું છું, હું કાયદાનું કદી અપમાન કરનારી નથી. તેમાં કાંઇ તમારો અપરાધ ગણાય નહીં.

સીપાઈ—બાઇ સાહેબ, આપ આસ્તે આસ્તે ચાલો. અમે બેઠા છીએ.

ગુણસુંદરી—ભાઇ આવો બેસો, કસુંબા પાણી કરો, એટલે હું નાહીં શણગાર પેહેરી તમારી સાથે આવું છું.

સીપાઇઓ—બહુ સારૂ બા. હવે ગુણસુંદરી સ્નાન કરી સોળે શણુગાર સજી, કોરટમાં જવા તૈયાર થયાં. સીપાઇઓ આગળ ચાલે છે. ગુણસુંદરી રૂમઝુમ કરતાં ન્યાયાધિશની કોર્ટ ભણી આવ્યાં, અને કોર્ટમાં પ્રવેશ કર્યો; એટલે ન્યાયાધિશે ગુણસુંદરીનું સ્વરૂપ જોતાંજ દીવાના જેવો થઇ ગયો. ને ખુરશી ઉપરથી ઉઠી ગુણસુંદરીના સામો જઇ સત્કાર કરી તેડી લાવી પોતાની ખુરશી ઉપર બેસાડ્યાં ને હાથ જોડી સનમુખ ઉભો રહી કેહેવા લાગ્યો કે—

ન્યાયાધિશ—આપણ કુઠલે રાહાણાર આહાત. આમચ્યે નગરાસ કેવ્હાચે આલાં આહાંત? એવું સાંભળી ગુણસુંદરી કહે છે.

ગુણસુંદરી—માહારાજ મી આપલ્યા નગરાત સાહા મહીને ઝાલે આલી આહે, યા મુદતી પાસુન કોણી ગૃહસ્થ યજમાન માઝે ઘરી યેવુન બેટલે નાહીં. યા શેહેરાતલ્યા કોણત્યાહી મનુષ્યાની માઝી કદર કેલીચ નાહીં, મ્હણુન માઝે મનાંત વાટલેં કીં, યા નગરાત સઘળે ષંઢ રાહાત અસતોલ. અશે સમજુન મી દોન તીન દીવસ યેથે રાહુન દુસરે નગરાસ જાણાર હોતી, યાનંતર હ્યા મનુષ્યાને રસ્ત્યાંત માઝેવર કુદ્રષ્ટિ કરૂન માઝી મસ્કરી કેલી; આણી ઉલટા માઝેવર ફરીયાદ કરૂ લાગલા. આણી યાની સાંગતેલ્યાશબ્દાવર ભરવસા ઠેવુંન મલા ધરૂન આણલી, યાચેં કાય કારણ આહે તે મલા લૌકર સાંગા.

ન્યાયાધિશ—હેં હેં ? ? ? યા નાઇને તુમચી મસ્કરી કેલી ? હાં મોટા અપરાધ કેલેલા આહે, યાસાઠીં યાલા પૂર્ણ શિક્ષા કેલી પાહીજે. આવા શબ્દો બોલી સીપાઈઓને હુકમ કીધો કે, “ યા બદમાશાલા પન્નાસ પન્નાસ ફટકે મારૂન સોડુન દ્યા. એવો હુકમ આપી ગુણસુંદરીને કહેવા લાગ્યા કે, “ બાઇ સાહેબ, અમાલા તુમચી માહેતી પડલી નાહીં તો

આમચા અપરાધ મેહેરબાની કરૂન ક્ષમા કરા. મી આતાચે આતાં તુમ-ચ્યા ઘરી પન્નાસહજાર રૂપયે પાઠવીતોં. આપણ ખુશાલ યેથેચ રાહાવ, કુઠે તરી જાઉં નયે.

ગુણસુંદરી—માહારાજ આપલીચ આહે, કોણાચી તરી હોણાર નાહીં; યા સાઠી માઝેવર કૃપા કરૂન રવિવારચ્યે દીવશીં સાયંકાળી સાત વાજતાં ખચીત યા.

ન્યાયાધિશ—હાં હાં મી ખચિત યેણાર.

ગુણસુંદરી—કાય મહારાજ આતાં મલા આજ્ઞા આહે, મી ઘરી જાતેં;

ન્યાયાધિશ—ખુશાલ જા પ્રિયે! તુલા કોણતેહી પ્રકારચ્યા પ્રતિબં-ધ આહે નહીં;

ગુણસુંદરી—આતા મી જાતી; એમ કહી પોતાના મુકામે આવી. હવે પેલા ઘાંયજાને પચાસ ફટકા ન્યાયાધિશે મરાવી છોડી મૂકયો તે પોકાર કરતો દીવાન સાહેબ પાસે આવ્યો.

દિવાનસાહેબ—કયું બે કાલીયા કાયકે બાસ્તે રોતાહે, તુજે કીને મારા?

કાલીયો—સાહેબ! હમકુ પેલી ગુણસંદરી રાંડને ખુબ મારા, ઓર હું કોટવાળ પાસ ફરીયાદ ગયા ત્યારે કોટવાળ સાહેબ ઉસકા ફંદમાં ઓના થઇ ગયા. ને ઉલટો મુજકુ પચીસ પચીસ ખાસડાં સીપાઇ પાસે મરવાયા; એવો સાહેબ અન્યાય જોઇ દોડા દોડા ન્યાયાધિસકે પાસ ફરીયાદ કરવા આયા, તબ ન્યાયાધિસને બી મને પચાસ ફટકા મરવાયા; તબ આપકી પાસ ફરીયાદ કરવા આવ્યોછું. તે કૃપાકરકે ગુણસુંદરીને શાસન દેશો.

દિવાન સાહેબ શેરખાં—અબે કાલીયા કુચ ફીકર નહીં રખનાં ઓર

ગુણસુંદરીકુ ઓર કોટવાલકુ ઓર ન્યાયાધિશકુ સબી દેખ લેતા હું, એમ કહી કારકુનને હુકમ કર્યો; અબે કારકુન અબિ કે અબી એ તીનોકે ઉપર સમન વારંટ નીકાલો. તીનોકુ મુશ્કે ટાટ બાંધકે મેરે પાસ લાવ.

કારકુન—બહુ સારૂ સાહેબ, એમ કહી એક કાગળ ઉપર બીલાડાં ખેંચી દીવાન સાહેબની સહી કરાવી જાસુદને આપ્યા, તે લેઇ જાસુદો એકદમ સમન વારંટ લેઇ બજાવણી કરવા ચાલ્યા.

જાસુદો—અબે અલ્લિદલખાં ફત્તેખાં, નથેખાં, જોરાવરખાં, કયું કરીંગે સાબ, પહેલે ઓ રાંડકે વાં જાઇંગે કે કોટવાલકે વાં કે ન્યાયાધિસકે વાં ?

નથેખાં ફત્તેખાં—નહીંજી નહીં ! ઓ ગુણસુંદરીકે ઘરકું ચલો, દો ઘડી વાં મઝે ઉડાઇંગે, હુકાપાણી પીઇંગે, ઓર કલ સબોમે કચેરીમે હજર કરીંગે, કોટવાળ ન્યાયાધિસતો પાસી હે, વાંસે બોલા લાઇંગે, ઇસબાસતે પહેલે વો નાઇકાકે વાં ચલો. એમ વિચાર કરી ચારે જણા ગુણસુંદરીના ઘર આગળ આવી હાંકો મારવા લાગ્યા.

ગુણસુંદરી—કોનહે કોન. કયા કામ હે ?

જાસુદો—જી સાહેબ આપકી જનાબમેં દીવાન સાહેબકે ચારો શિપાઇ વારંટ લેકે આપકી પાસ આયેહે, ઇસ વાસ્તે હમ ગરીબોકુ ધક્કા નહીં લગે, એસા કરકે આપ દીવાન સાહેબકી હજુરમાં પધારીયે;

ગુણસુંદરી—બોત અચ્છા મીયાં, આવ, આવ, હુકા પાની પીઇઓ, કસુંબાઅસુંબા નીકાલો, રોટી પાણી ખાવ ઓર કલ ફજરમે કચેરીમેં જાઇંગે.

જાસુદો—બોત અચ્છા સાબ, મીયાંભાઇતો જાણે કપાળનું પાંદડું ફરી ગયું, એમ ગુણસુંદરીના ઘરમાં દાખલ થયા; ને ગુણસુંદરીના જુંઠા હોયની એ માફક તાબેદારી ઉઠાવવા લાગ્યા; એમ કરતાં સવાર થઇ ગયું એટલે ગુણસુંદરી ન્હાહીધોઈ સોળ સણગાર સજી તતક્ષણ જાસુદોની સાથે

દીવાનની કચેરીમાં આવી. પણ દીવાન સાહેબ હાજર નહોતા, એટલે એક કોરે બેઠી, પેલા જાસુદો બીજા બે વારંટ બજાવવા ચાલ્યા, એટલે દીવાન સાહેબ પધાર્યા કે નેકીદાર બોલ્યો:—

નેકીદાર—મહેરબાન સલામ ઘણી ગુલામ આરતે કરમકુટ દીવાન સાહેબકે કદમમેં લાખ લગે, એવી રીતની નેકી સાંભળી ગુણસુંદરી એક કોરે ઝડપ ઉભી થઇ કે શેરખાં માંયાંયે ગુણસુંદરીને દીઠી એટલે મોહીત થઈ ગયા.

દિવાન સાહેબ શેરખાં—કયુંજી કયું હજુર આપ કહાંકે રહેને વાલે હો, ઓર ખુદાને આપના કયા નુર બનાયા હે, તુમ કબસે હમારે ગામમાં આગે હો એમ કહી ચડપ હાથ પકડયો.

ગુણસુંદરી—દીવાન સાબ હમકુ આયે એ ગામમે છે મહીને હુવે ઇસનલક કોઇ સરદાર હમેરી બુજ કરનેકુ આયા નહીં, તબ હમને બિચાર કીયા કે યહ ગાંવમેં સબ હીજડે રહેતે હોઇંગે, એસા બિચાર કરકે હમ દુસરે-ગાંવકું જાનેકા બીચાર કરતેથે ઇસબીચમે એક નીચમે નીચ ઘાંયજાને આકે હમારી મશ્કરી કીની દુસરાતો ગાંવમે કોઈ મરદ દેખે નહીં. ઇસલીયે હમેરે મનમે બોત પસ્તાવા હુવા કે મેં ઇદર કહાં આંઇ કે કોઇ સરદાર ગશ્કરી કરનેવાલા મીલા નહીં, ઓર ઘાંયજાજ મીલા

દીવાન સાહેબ શેરખાં--નહીં નહીં, હજુર હમ જેસે સરદાર બેઠે હે ઓર તેરી મશ્કરી ઘાંયજા કરે વો કેસીબાત? અબી સાલેકું શિક્ષા કરતા હું, એમ કહી સિપાઈને હુકમ કર્યો કે અબીકે અબી કાલીએકું પકડ લાવ; સિપાઈઓ દોડયા, તે કાળિયા ઘાંયજાને તેડી લાવ્યા; તેને જોઇ દીવાન સાહેબ કહેછે, અબે બદમાસ તુંતે તેરી અમાકી મશ્કરી કીની ઓર ફરિયાદ આયાહે. તીજેકુ કોટવાલ ઓર ન્યાયાધિશને જો

શિક્ષા દીઈહે વો બરાબર હે; ઈસબારતે મેં બી તીજે શિક્ષાં કરતા હુ એમ કહી સિપાઇ પાસે સો સો ફટકા મરાવ્યા; હવે દીવાન ગુણસુંદરીને કહે છે, કયું પ્યારી! કયા મરજી ?

ગુણસુંદરી--સાહેબ આપકી મરજી હે સો મેરી મરજી.

દીવાન સાહેબ શેરખાં--કયું હજુર ખર્ચ પાનીકા કેસા ચલતા હે ?

ગુણસુંદરી--કયા આપ સમજતે નહીં હો; છે છ મહીને તલક ખરચ કરતે કહાંસે હોઇગે.

દીવાન સાહેબ શેરખાં--અબીકે અબી એક લાખ રૂપૈએ ભેજવાતાહું પીછે કુછ હરકત હે!

ગુણસુંદરી--આપ જેસે સરદાર ગીસે પીછે હરકત કાયકી, અબ આપકુ ઇતની અરજ કરનેકી હે સો આપ કૃપા કરકે રવિવાર કે દીન શામકું નવ બજે મેરે મકાનપે આના.

દીવાન સાહેબ શેરખાં—બહોત અચ્છા, ખચીત આઉંગાં;

ગુણસુંદરી—અબ મેં જાતી હું.

દીવાન સાહેબ શેરખાં—બહોત અચ્છા પધારીયે. કામકાજ હોવે સે કહેના.

ગુણસુંદરી--બહોત અચ્છા, અબ જાતી હું; એમ કહી પોતાને ઘેર પેલા જે રૂપીઆ આવેલા તેની હુંડીઓ કરી પોતાને સાથે ઘેર પહોચતી કરી; એટલામાં પલો કાળીયો ધાયજો રાજાની હજુરમાં પોકાર કરતો ગયો.

કુરસેન—અરે કાળિયા માદરબખત! આજ બે દીવસથી ચાકરીપર કેમ આવતો નથી?

કાળીઓ—અરે સાહેબ! શું આવું, મ્હારો તો માર ખાઇ ખાઇને અડદાલો નીકળી ગયો.

ક્રુરસેન—અરે એવું તે તને કોણ મારનાર છે.

કાલીયો—સાહેબ આપણા ગામમાં એક ખુબસુરત પાતર રહેવા આવેલી છે. તેણે મને ખુબ ખાસડાં માર્યાં, તેની ફરીયાદ કોટવાળ પાસે ગયો, તો કોટવાળે પણ તેમજ કર્યું એટલે ન્યાયાધીસ પાસે ગયો તો ન્યાયાધિસે પણ જોરબંધ મરાવ્યા, એટલે દીવાન પાસે ગયો તો તેમણે પણ ટકા માર્યા ને આપ શું કરશો તે કાંઈ સૂઝતું નથી.

ક્રુરસેન—કાલીયા તું મહારો માનીતો છે. તને ખાસડાં માર્યાં એ ફમનેજ માર્યાં છે; માટે કાંઇ ચિંતા કરતો નહીં, હમણાં એ ચારે જણને ફાંસીનો હુકમ કરૂં છું, એમ કહી ક્રોધાવેશમાં પોતાના હજુરી સિપાઇને હુકમ કર્યો કે પ્રથમ પેલી ગુણસુંદરીને લઈ આવ; એટલે સીપાઇઓ દોડયા, તે ગુણસુંદરીને ઘેર આવી ગુણસુંદરીને કહે છે કે રાજાજી તહારાપર ઘણો કોપાયમાન છે ને બોલાવે છે, માટે હાલને હાલ ચાલો;

ગુણસુંદરી—ભાઇ બેસો બેસો. કાંઇ ગભરાશો નહીં. તમારો રાજા મહારે મન ગુલામ છે, એનાથી શું થવાનું છે, ડરશો નહીં. તમને વાર થયે જે ગુન્હો લાગુ થશે તે ગુન્હો મહારે શિર છે;

સિપાઇઓ—બા સાહેબ તે તો આપની ખાત્રી છે; આપ કૃપા કરી શણગાર સજી ચાલો મહારાજા વાટ જોતા હશે.

ગુણસુંદરી—ચાલો હું તૈયાર છું, એમ કહી શોળે શણગાર નખથી તે શિખા સુધી પહેરી રૂમઝુમ કરતી રાજાના દરબારમાં આવી તેવે સમે ક્રુરસેન સોનાની ખુરશી પર બેઠો છે તેણે ગુણસુંદરી નજરે દીઠી કે ઉઠી સામો આવ્યો, ઘણો આદરસત્કાર કરી પોતાને આસને બેસાડી, રાજા ક્રુરસેન રૂપાની ખુરશીએ બેઠો ને ગુણસુંદરીને પુછવા લાગ્યો કે આપ કોણ છો ને ક્યાંથી પધાર્યાં છો?

ગુણસુંદરી—હું જાતની ગુણકા છું. મોટા મોટા રાજા મહારા મો-હમાં ફસાઇ ખરાબ થયા છે. પણ મહારી વૃત્તિ આપની ખ્યાતિ સાંભળી આપના તરફ દોરાએલી તેથી કરી આજે ૭ મહીના થયા આપના નગ્રમાં આવી છું, પણ આપે મહારી કાંઇ તપાસ કરી નહીં, તે આ નાપીકની કૃપાથી આપના દેદારનાં દરશન થયાં, તેથી પૂર્ણ સતોષ પામી છું; પણ તે સંતોષ એવો કે મને તથા તમોને પૃથ્વીમાં એક મોટું લંછન લાગવા જેવું છે; તે એકે હું આપની છતાં આ ધાંયજાયે મારા પર કુદ્રષ્ટિ કરી તમને તથા મને કલંક લગાડ્યું એ કેવો સંતોષ;

કુરસેન— મહા લાલ નેત્ર થઇ ઘણા ક્રોધાવેશમાં ધાંયજા કાલી-યાને કહેછે, ) અરે બદમાશ મહારી પ્રિયા ગુણસુંદરી તેનાપર તેં કુદ્રષ્ટિ કરી માટે તને દેહાંત દંડની શિક્ષા કરૂંછું. એમ કહી પેલા કાલીયા ધાંયજાને ફાંશીએ લટકાવ્યો, એટલે ગુણસુંદરીના મનમાં દયા ઉત્પન્ન થઇ. મહારા-જાને અરજ કરી ધાંયજાને મુક્ત કરાવ્યો, ને હદપારની શિક્ષા કરી. હવે કુરસેન ગુણસુંદરીને ઘણી આજીજી કરી કહેછે, હે પ્રિયા! ૭ મહિનાથી મારા નગરમાં આવીને મેં કાંઇ તપાસ કર્યો નહીં એ મહોટો અપરાધ થયો તે ક્ષમા કરજો, હવે આજથી મહારી પટરાણી તરીકે માનીશ, એમ કહી પોતાનો મહેલ દેખાડવા લાગ્યો; અનુક્રમે રંગભવનમાં આવ્યાં તો કબાટ-માં કમળનું ફૂલ તથા દૂધનો પ્યાલો ગુણસુંદરીએ દીઠો કે ચડપ ઉપાડી લીધો, પણ રાજા કાંઇ બોલ્યો નહીં. ત્યાંથો ત્રીજોરીમાં આવ્યા એટલે ગુણ-સુંદરીએ ત્રીજોરીમાંથી પાંચ ક્રોડ રૂપીઆ પોતાને મુકામે મોકલાવ્યા, એમ અનુક્રમે કુરસેને પોતાનું ભોવન દેખાડ્યું;

ગુણસુંદરી—અહો પ્રાણપ્રિયે! મહારાજા આપનો વૈભવ તથા આ-પનું સ્વરૂપ આપની લાવણ્યતા તથા આપનું ચરાતન જે ખ્યાતિમાં

સાંભળ્યું હતું તે પ્રમાણે જોઈ પૂર્ણ સંતોષ પામી છું. તેથી અરજ કરવાની કે આપના ભવનમાં સર્વ સાહીબી નજરે દીઠી પણ કેદખાનું દીઠું નથી તે કૃપા કરી દેખાડશો !

કુરસેન—અહો પ્યારી એમાં અરજ શું કરવી ? ચાલો હમણાં દેખાડું એમ કહી જેલ આગળ આવ્યાં, સરિયામ રસ્તા ઉપર ખુરશીઓ નાખી મહારાજા કુરસેન તથા ગુણસુંદરો બીરાજ્યાં ને જેલરને હુકમ કર્યો કે હમણા ને હમણાં સઘળા કેદીઓને અમારી સમક્ષ હાજર કરો.

જેલર—બહુ અચ્છુ સાહેબ આ ચાયલો, એમ કહો તમામ કેદી લાવી રાજા સનમુખ ઉભા કોધા, એટલે ગુણસુંદરી ( કમળાલક્ષ્મી ) એ પોતાનો પ્રિયતમ દેવશર્મા કેદમાં નજરે દીઠો ને દેવશર્માએ પોતાની પ્રિયંતમા કમળાલક્ષ્મીને નજરે દીઠી એટલે કમળાલક્ષ્મીએ પોતાના સ્વામીને પેલું કમળનું ફુલ તથા દૂધનો પ્યાલો દેખાડી શમસ્યાથી સુચવ્યું કે હું સત્ય ચૂકી નથી. એમ પોતાના સ્વામીને સમજાવી રાજાને કહેછે.

ગુણસુંદરી—હે મહારાજા આ કેદીઓ કેમ ચાલતા હશે તે ચલાવી દેખાડો ત્યારે કુરસેને કેદીઆને આમથી તેમ ફેરવવા આજ્ઞા કરી એટલે ગુણસુંદરી કહેછે હે મહારાજ આ કેદીની બેડી કહાડો. એને રજા આપો ને એ બેડી મહારા પગમાં ઘાલો. હું જોઉં કે તે કેવી શોભે છે.

કુરસેન—અરે પ્રિયા તું શું બેડી ઘાલે લાવ્ય મહારા પગમાં ઘાલુંછું તું જો કેવી શોભે છે, એમ કહી પોતાના પગમાં બેડી ઘાલી ચારેક ડગલાં ચાલ્યો કે ગુણસુંદરીએ બેડી કહાડી નાખી ને હાસ્ય વિનોદ કરતાં બેઠાં.

ગુણસુંદરી— હે મહારાજા કુરસેન આપ કૃપા કરી રવિવારના દીવસે રાતના દશવાગતાના સુમારે સારૂ મુહૂર્ત છે તેથી મને પટરાણી કરવા ઇચ્છતા હોય તો તેડવા સારૂ મહારે ઘેર પધારશો એવી ઇચ્છા છે.

કુરસેન—હે પ્રિયા શુભ અવસરે હું તેડવા આવીશ, એ ખચીત ફરી માનજો, હવે તસ્દી માફ કરી તમારે ઘેર પધારો. એટલે ગુણસુંદરી પોતાને મુકામે આવી. ગુપ્તપણે પોતાના સ્વામી દેવશર્માને મળી ત્રીજોરી-માંથી લીધેલા રૂપિઆ પોતાને દેશ મોકલાવ્યા, ને પોતાના સ્વામીને પણ વિદાય કીધો, એટલે રવિવારનો દીવસ આવ્યો ને સાંજના છ વાગતાનો સુમાર થયો કે કોટવાળ આવ્યો.

કોટવાળ—કેમ ગુણસુંદરી ? ઘર ઉઘાડો ?

ગુણસુંદરી—જી સાહેબ પધારો ઉઘાડું છું એમ કહી કોટવાળને અંદર લીધા. નાના પ્રકારની હાસ્ય વિનોદની વારતા કરે છે ને સોગટાં બાજી રમે છે કે સાત વાગતાનો સમય થયો કે ન્યાયાધીશ પધાર્યા.

ન્યાયાધીશ—અહો ગુણસુંદરી દાર ઉઘડા મી આલોં આહે.

કોટવાળ—ઓ ગુણસુંદરી એ કોણ આવ્યું.

ગુણસુંદરી—એ તો ન્યાયાધીશ સાહેબ પધાર્યા.

કોટવાળ—ઓ ગુણસુંદરી હાથ જોડી પગે લાગું છું. બાઇસાહેબ કૃપા કરી મને સંતાડો નહીં તો માર્યો જઇશ.

ગુણસુંદરી—કયાં સંતાડું અહીં જગા નથી.

કોટવાળ—બાઇ સાહેબ ગમે તેમ કરો પણ મને સંતાડો.

ગુણસુંદરી—આ મારા પાણીઆરા પર સુઇ જાવો ને તમારી છાતી પર પાણીનાં માટલાં ગોઠવું કે કોઇને ખબર પડશે નહીં. એમ કહી પાણીઆરામાં સુવાડી છાતી પર માટલાં ગોઠવ્યાં ને કમાડ ઉઘાડયું.

ગુણસુંદરી—યા ન્યાયાધિશ સાહેબ અમચેવર કૃપા કરૂન આલે ખરે, યા બસા પાન સુપારી ખા રમત ગમત કરા.

ન્યાયાધિશ—કાય ગુણસુંદરી અમચેવર કૃપા લોભ આહે.

ગુણસુંદરી—અસે કાય મ્હણુતા, મી તુમચીજ આહે, એમ વાતો કરેછે કે દીવાન સાહેબની નેકી પુકારનારો બોલ્યો; મહેરબાન સલામ ધણી ગુલામ આસ્તે કદરદાન દીવાન શાબકે શીરમેં જુતિયાં પડે!

ન્યાયાધિશ—અહો ગુણસુંદરી લૌકર કરા મલા કુઠેતરી લપવુનદ્યા.

ગુણસુંદરી—આતાં તુહ્મી બસા તુમચી આજુ બાજુ કપડા વિટવુન તુમાલા સમઈ બનવુન તુમચ્યા ડોક્યાવર બત્તી ધરતેં.

ન્યાયાધિશ--તુમચી મરજી અસેલ તસેં કરા આણી મલા લપવુન દ્યા. દુસરે કાંહીં નાહીં.

ગુણસુંદરી--કાંઈ ચિંતા કરૂં નકા એમ કહી દીવી બનાવી માથા ઉપર એક મોટું કોડીયું પુરી તેલ ભરી કપાસીયા મૂકી સળગાવ્યા ને કમાડ ઉઘાડયું કે દીવાન સાહેબ પધાર્યા

દીવાન સાહેબ શેરખાં--ક્યું હજુર બખતસર આગે હે કે નહીં?

ગુણસુંદરી—આપ કદરદાનકુ કેહેને જેસા નહીં એમ વાત કરેછે એટલે દશ વાગવાનો સુમાર થયો કે મહારાજા પધાર્યા ને નેકીદાર બોલ્યો.

નેકીદાર—મહેરબાન સલામ ધણીગુલામ આસ્તે કદરદાન મહારાજા કુરસેનકી અગાડી પીછાડી લાહે લગે, એવી રીતની નેકી સાંભળી એટલે દીવાન ગુણસુંદરીને કહેછે અબે માઇ મેરેકુ છુપાવ નહીંતો મેં માર. જાવુંગા.

ગુણસુંદરી—દીવાન સાહેબ અહીંયાં છુપાનેકી જગા હે નહીં મે કેસા કરૂ જો આપકી મરજી હોવેતો મેરા ઓઢણા ઓડકે એ ઘંટીકુ ધઉં પીસને લગો.

દીવાનસાહેબ—લાવ મૈયા ઓઢણા મેં વેસા કરતા હું. એમ કરી દળવા બેઠા, કમાડ ઉઘાડયું એટલે મહારાજ પધાર્યા.

ગુણસુંદરી—પધારીએ મહારાજા આપની ખાતર ઘણા વખતથી રાહ જોઉંછું. આપ બીરાજીએ, હું દાશીને બોલાવું એમ કહી બીજી બારીથી નીચે ઉતરી રવાના થઇ ગઇ ને પોતાને ઘેર હીરણ્ય નગરમાં આવી. ક્રુરસેન રાહ જોયા કરેછે કલાક એક થયો પણ આવી નહીં. એટલે પેલી દળનારી દાશી ઉપર નજર ગઇ કે પાસે આવ્યા.

ક્રુરસેન—અરે દાશી ઉઠ તહારી બાઇને બોલાવ એમ કહી સોટીઓ ધોચેછે.

દળનારી—સાહેબ હું દાશી નથી, અપરાધ ક્ષમા કરજો આપની બીકથી દળવા બેસી ગયો છું, ને હું આપનો દીવાનછું!!! એવું જોઇ રાજા ઘણો વિસ્મય પામ્યો ! એટલે ન્યાયાધિશ બોલ્યા !

ન્યાયાધિશ—હે મહારાજા મી જળુન ગેલોં મલા મુક્ત કરા ! મી આપલા ન્યાયાધિશ આહે તેમ તેમ રાજા ઘણો વિસ્મય પામ્યો ને ન્યાયાધિશને મુકત કર્યો એટલે કોટવાળ બોલ્યો!

કોટવાળ—અરે બાપજી હું મરી ગયો, મહારી છાતી ભાગી ગઇ હું આપનો કોટવાળ આ પાણીયારામાં છું તે મને મુકત કરો સાહેબ! રાજા ઘણું એક હસવા લાગ્યો અને કોટવાળને કહાડયો એટલે પેલા ચાર ઠગો બોલ્યા!!

ચાર ઠગો કહેછે—હે મહારાજા અમને મુકતકરો બારબાર મહીનાથી આ પેટીમાં અમે સડયા કરીએ છીએ!!

રાજા—અલ્યા તમો કોણ છો!!!

ચાર ઠગો—હે બાપજી અમો આપના મોકલેલા ચારઠગ છીએ એવું સાંભળી રાજાએ તેમને કહાડયા ને ઘણુંજ વિસ્મય પામ્યા!! સતિના સત્યના વખાણ કરવા લાગ્યા! ધન્ય છે એ સતિને! કે આવીરીતે અમોને ફસાવી ચાલતી થઇ!!!

# જાહેરખબર.

સર્વે સદ્ગ્રહસ્થોને નમ્રતાપૂર્વક વિનંતિ કરૂં છું કે અમારી દુકાન-માંથી શાળોપયોગી તથા મરાઠી તથા અંગ્રેજી સંસ્કૃત તથા પ્રાકૃત નાટકના ઓપેરા, વારતાઓ વિગેરે અનેક જાતના ચોપડીઓ ઘણી કીફાયતથી રોકડી કીમતે મળશે. વેપારીને ઘણું કમિશન આપવામાં આવશે, માટે સદ્ગ્રહસ્થોએ એ લાભ લેવા ચૂકવું નહીં.

દેશીવૈદ્ય મણિલાલ લલ્લુભાઇ,

અંબિકાપુસ્તકાલયના માલીક.

રાવપુરા.